શ્રી

# નવ તરંગ

યાને

## મુની મહારાજ હીરવિજયજી મહારાજશ્રીનું ટુંક વ્યાખ્યાન.

---


બનાવનાર

ગોસાંઇ. નારણગરજી ભીમગરજી

ઠે. નરસંડા તાલુકે નડીઆદના


---


આવૃત્તિ પહેલી

---

પ્રત ૨૦૦૦

---

અમદાવાદ.

જયન્તી પ્રીન્ટીંગ પ્રેસ દીલ્હીદરવાજે ચકલામાં

---

કીંમત ૦—૧—૦

શ્રી

# નવ તરંગ.

યાને

## મુની મહારાજ હીરવિજયજી મહારાજશ્રીનું

## ટુંક વ્યાખ્યાન.

---


બનાવનાર

**ગોસાંઇ. નારણગરજી ભીંમગરજી**

ઠે. નરસંડા તાલુકે નડીયાદના


---


**આવૃતિ પહેલી**

---

પ્રત ૨૦૦૦

---

**અમદાવાદ.**

જયન્તી પ્રીન્ટીંગ પ્રેસ દીલ્હીદરવાજે ચકલામાં

---

**કીંમત ૦—૧—૦**

# અર્પણપત્રિકા.

---

**પરમ વિવેકી, અને શુભેચ્છક, નરસંડા નિવાશી ગોકળદાસ સાકળચંદ શાહની પવિત્ર સેવા.**

આપ વિવેકી, મારી સાથે સારો સબંધ ધરાવોછો અને ઐક્ય ભાવ રાખી કદર જાણોછો તેથી મારા તરફથી પ્રગટ થતું આ લઘુ પુસ્તક હું આપની હમેશાની યાદગીરી માટે આપને અર્પણ કરવા ઉત્સાહી બન્યોછું. માટે તે સ્વિકારી માન્ય કરશોજી.

લી હું.

ગે.સાઇ. નારણગીરજી ભીમગરજી.

**માજે. નરસંડા. તાલુકે નડીયાદ.**



# નવતરંગ

યાને

## મુની મહારાજ હીરવિજયજી મહારાજશ્રીનું

## ટુંક વ્યાખ્યાન.

---

### શ્રી ગણપતીનિ સ્તુતી.

રાગ ધનાશ્રીની દેશીનો.

ગણુપત ગુણુ તારા હું ગાઉ પ્રીતે લાગુ પાય.
અવગુણુ મારા ઉર નવ ધરશો સદાય રહેજો સ્હાય. ગણુપત.
શુભ કાર્યમાં ગણુપત તારૂં, સ્થાપન પેહેલુ કરાય;
વિઘ્ન તેમાં તલપુર નવ આવે, કામ સિધ્ધ સહુ થાય. ગણુપત.
તારા ગુણુનો પાર ન આવે, દુર્જન દુર પળાય;
ગણુપત નામ રસનાએ રટતાં સફ્ળ જીંદગી થાય. ગણુપત.
ઉમીયાજીના પુત્ર તમે છો, તાત શંભુ કહેવાય;

ગણુપત તું દુંદાળો દીસે, ભોળા દીલનો રાય. ગણુપત.
તારાં દર્શન કરવા આવે, મુકત પાપથી થાય;
નારણગર કહે તારા નામથી, ભવ જળ પાર તરાય. ગણુપત.

## શ્રી સરસ્વતી માતાની સ્તુતી

(પીતા માતા ક્ષમા માગુ, ઘણો લાજી પગે લાગુ એ રાગ.)

સરસ્વતી માત વંદુ હું, જીભ્યા ઞેવાસ કરજે તું;
નમન તુજને કરૂં પ્રીતે, સ્વીકારો માત ધરી ચીતે;
માજી હું બાળ તારોછું, થાને તું સ્હાયે બેડીશું. સરસ્વતી.
માજી ગુણ તુજમાં છે ઘણો, સંકટ મારાંને પ્રીતે હણો;
તારી સ્હાયતા વિનાનો નર, નક્કી તેને સમજવો ખર.સરસ્વતી.
તારા ગુણથી તો હદ આવી, છબી તારી મુને ભાવી;
સ્તુતી મારીને ઉરધારો, ખરો આધાર છે તારો. સરસ્વતી.
નારણગર કહેછે શીશ નામી, માજી તુજ સ્હાયતા પામી;
બાળક જાણી પ્રીતે પાળો, થાએ સ્હાયે ને ઉગારો. સરસ્વતી.

## શીવજીની સ્તુતી.

### રાગ વણજારો.

હર હર શીવ શંભુ મોરારી, લ્યો અરજી ઉરમાં ધારી;
કર જોડી હું સ્તુતી કરૂંછું, તમ ધ્યાન રૂદેમાં ધરૂંછું;
મુને લેજો શંભુ ઉગારી, લ્યો અરજી ઉરમાં ધારી. હર હર.
હું અણબુછું બાળ તમારો, થાઓ સ્હાયને મુજને ઓધારો;
કરો સુખો ને દુઃખ નીવારી, લ્યો અરજી ઉરમાં ધારી. હર હર.

હું બાળક શરણે આવ્યો, સાથે પુન્ય પાપ બેલાવ્યો;
તેમાં પાપોને દેજો નીવારી લ્યો અરજી ઉરમાં ધારી. હર હર.
કરજોડી નારણગર કહે છે, તુજ ચરણુમાં ચીતરેહે છે;
તેનાં દુઃખને દેજો સંહારી, લ્યો અરજી ઉરમાં ધારી. હર હર.

## પ્રભુ સ્તુતી.

રાગ માઢ.

પ્રભુ અંતર જામી, છો બહુ નામી, ગરૂડા ગામી જોશો ના મારાં કામ,
અમે પાપીને કામી, ને બહુ ખામી, તમે છો સ્વામી. જોશો.
બુધ્ધી વિકત આ બાળક તારાને સ્હાયે થા સુંદીર સ્યામ;
સુબુધ્ધી અર્પણ કરીને ટાળો કુબુધ્ધી તમામરે. પ્રભુ.
અબળ બાળકછું હું તમારો જુઓ ધારીને આમ;
નજર કરીને પેખો પ્રભુજી, સાંમળી ઘનસ્યામરે. પ્રભુ.
મીરાં બાઇનાં વીખ આરોગ્યાં, કરી સુગ્રીવની સ્હાય;
વિભીક્ષણને પ્રીતે તાર્યો, રક્ષાધી સુધનવાયરે. પ્રભુ.
મુંઢ મન મમતામાં રહે છે, હૈડે ધારી હામ;
ભવ તરવાનો ભાવ ધરીને, ભજીએ તારૂ નામરે. પ્રભુ.
દેહ નાવ ડગમગ થયુંને, હારી બેઠા છીએ હામ;
મચ્છવો મલે તારા નામનો તો, સધાયે સઘળુ કામરે. પ્રભુ.
દાસ નારણગર કરજોડીને કહે છે વારંવાર;
શેવક તારાને સ્હાયે થઇને, ઉતારજે ભવ પારરે. પ્રભુ

## રાગ માઢ.

જુવો કેવી મઝા છે મુનીયે આજે, તાણી છે તલવાર,
કરવા સુક્રીત કાજે, રાખવા લાજે; „ „
જ્ઞાનરૂપી તરવારજ જાણો, વચન નેત્ર પ્રમાણ,
કુમતિ શતરૂને કાપી નાખી લેવાને શુભ લાણુરે. જુવો.
જ્ઞાનરૂપી તલવાર મુનીની, તેજ માંહિ ભરપુર;
સુક્રીતની તે સ્હાયમાં રેછે, છેદે બુદ્ધી ક્રુરરે. જુવો.
વચન નેત્ર આ કેવાં દીસે છે, મુનીવરનાં વિક્રાળ;
ગુણીયલ ઉરમાં આનંદ પામે, પાપીના પેટમાં ફાળ. જુવો.
જેમ દેવોએ દાનવ દળીયા, રાખો એ એંધાણ;
ખડગ લઇ મુની મોહદળ છેદે કુકર્મની કરે હાણ. જુવો.
સંસાર દરીયો આ પુરણ ભરીયો. અહંકારી અથડાય;
હિર વિજય મુની નાવ બતાવે, કહો તે પાર પડાય. જુવો.
મુનીતણા તો ગુણહું ગાઉં, હેડે ધારી હામ;
નારણગરજી કહેતાં ઉમંગે રાજી રાખજો રામરે. જુવો.

## શ્રી મહામુની હીરવીજય મહાત્મ.

( નવ જાઇશ એ રાહ. )

આવો આજ (૨) મંદીર જીન જાના, મુની ચરનમેં શીશ ઝુકાના
મુની તીન ગુનસેં ન્યારા, મદ લોભ મોહ નહિ પ્યારા;
માયાસેં વેર, ધર્મકીલેર, દયાકી નેહેર સેજ ખુલ જાના. મુની.
મુની હકીમ ખોત હે ભારી, દે જ્ઞાન ગોલી ગુણકારી;

રોગ કટ જાય, પાપફંદ જાય, જ્ઞાનમેં ન્હાય, વાંચ્છીત પાના. મુની-
મુનીકી હકીમત સચી, દુસરી સબ માયા કચી;
કુબુદ્ધી શીર, લગા હેતીર, રટે મહાવીર, કાલકટાના. મુની-
જીન વાણી મુખસે બોલે, નહિં હિર વીજયકી તોલે;
અહા મુની દેવ, મીલે તતએવ, ઉઠી લે સેવ, બંધ છુડાના. મુની-
આ ગુણ નારણગર ગાવે, જીન મંદીરમેં નીત આવે;
પકડ કે હાથ, મીલાદે નાથ, મુનીકે સાથ દીલ લગાના. મુની-

## (રાહ ) પુનમચાંદનીનો.

ચાલો પ્રીત ધરીને મુની ચરણે જઇ વંદીએરે;
જેના સદગુણ સર્વે લઇએ ઉરની માંહી, એવા ઉત્તમ ગુરૂની
શિક્ષા ઉરમાં ધારીએરે

### સાખી.

હીર વિજય મુની તણા, ગુણ છે અપરંમ પાર,
નામ પ્રભુનું સમરતાં, શાસ્ત્ર તણો આધાર;
જેને પ્રભુ તણુ તો નામ રદયમાં રમી રહ્યુંરે,
હરદમ લાગી રહ્યું છે પ્રીતમ ઉપર ચીત. એવા-

### સાખી.

મોહ મમત માયા નહિ, નહિ લોભ અભિમાન,
કામ ક્રોધ સૌ ત્યાગીને, ધરે નીરંતર ધ્યાન;
પ્રભુ તણીતો વાચ્યા હરદમ ઉચરેરે,
જીન સાસન ઉપર પુરણ ધારે પ્રેમ. એવા-

### સાખી.

અનુભવો વચનજ ઉચરે, તામસ ગુણનો ત્યાગ.

ગુણ તણા ભંડાર છે, સત્વ ગુણ સુ રાગ;
જેણે રત્ને તમે ગુણ પ્રીત ધરીને પર હર્યારે,
લીધો સત્વગુણનો સમજી દીલમાં સાર. એવા.

સાખી.

ધર્મ ઉપર મમતા ધરી, કરે શુદ્ધ ઉપદેશ,
પાટ ઉપર બિરાજીયા, રમણીય રૂડે વેશ;
ઉપર ચંદરવોતો ઝીક થકી ઝળકી રહ્યોરે,
ફરતી શોભી રહી છે ઘેરી ગુલાબી ઝુલ. એવા.

સાખી.

કલ્પ સુત્ર કરમાં ગ્રહી, વદે મુખે વાખ્યાન,
સમજુજન દીલમાં ધરી, તે સૌ ધારે ધ્યાન;
જેણે સેવકોને પ્રીત ધરીને તારવારે,
કીધો દીલ થકી તો એવો દ્રઢ વિચાર. એવા.

સાખી.

મુની તણો ઉપદેશ લઇ, શ્રાવક સર્વે આજ,
પ્રીત ધરી દીલની મહી, કરે ધર્મનાં કાજ;
ઉપદેશ ખરે ખર મુની તણોઉરે ધર્યોરે,
જેણે બોધ દીધોછે કરવાને શુભ કાજ. એવા.

સાખી.

ગૌતમ સમ મુની મલ્યા, પ્રીતે કરીયે સેવ,
સુખ સુર્ય ઉદય થયો, હીરવિજય મુની દેવ;
આ નારણગર કહે પ્રીત ધરીને સેવજ્યોરે.
જેથી અભય દાનતો સહેજ થકીજ પમાય. એવા.

## રાગ માઢ.

આજે મુનીવર આવ્યા, પ્રીતે વધાવ્યા, સુમતી ભાવ્યા, શોભાનો નહિ પાર.
સૌને મન ભાવ્યા, સુંદીર કાયા, ગુણ શીખાવ્યા, શોભાનો નહિ પાર;
સારદામાતુ પ્રીત ધરીને, સેવકને થા સ્હાય,
બુદ્ધી વિકત આ બાળકતારો; મુનીવરના ગુણ ગાય. આજે.
બોધજ સર્વેને શુભ દેછે ઉલટ આણી મંન;
શ્રાવક સર્વે આજ્ઞા ઉઠાવા થઇ રહે આધીન. આજે.
અપાસરાની માંહે મુની મુખ, ગુણ પ્રભુના ગવાય;
વર્ણ અરાડે શ્રવણ કરે છે; સુરતા સરખી સમાયરે. આજે.
પડકમુ કરવા પ્રીત ધરીને, નર નારી આવે નીત;
જૈન દાસોની સેવા માની, પુરણ ધારે પ્રીતરે. આજે.
દુઃખ દરિયામાં ડુબતા દેખી, કીધો મુનીએ વિચાર;
ચત્ર માસ અહીં ગાળવા, વસ્યા અપાસરા મોઝારરે. આજે.
ભાદરવા સુદી ચોથને દીને, કીધુ છે રૂડુ કામ;
પશુઓનુ દુઃખ દીલમાં જાણી, છોડાવ્યાંછે તમામરે. આજે.
દર સાલે એ ચોથને દિને અણોજો પાળવા કીધ;
ઠાકર શ્રાવક પાસે વેંચાવી, શુભ શીખામણ કીધરે. આજે.
સવા સવા શેર ઘર દીઠ આપી, બાકી રહ્યુ નહિં કોઇ;
વર્ણ અઢાર માંહે વેંચી, સરખી નજરે જોઇરે. આજે.
વીદ્યાર્થી આવ્યા વંદવાને લાગ્યા ચરણમાં પાય;
આશીશ રૂડી દીધી મુનીવરે, વળી અપાવી રજાયરે. આજે.

ચોથને દીને રજા અપાવી, બાળ બહુ મકલાય;
મુનીવરના ગુણ હોંસે ગાતા, ઘેર પોતાને જાયરે. આજે.
ડંકો પ્રભુના નામનો દીધો, બેંડ વાજાં વગડાય;
શ્રાવક સર્વેપર પ્રીત ધરીને સહાય રહે છે સ્હાયરે આજે.
મેંના માંહે તપીયાં બેઠાં, સુખપાલો પણ સાથ;
આનંદ ભરીયા શ્રાવક ચાલે અન્નો અન્ન હાથરે. આજે.
સુંદીર ઘોડા શણગારીયા છે, બાળકો બેસવા સાર;
ઘોડા ગાડીયો આવી ઉભી, ડંકો ઘોડે સવારરે. આજે.
કલ્પ સુત્ર ઘોડે બીરાજે, ધુપ ચમર ઢોળાય;
વરઘોડો ત્યાંથી નીકળી, આવી ઉભો માંયરે. આજે.
ગુલાબની ગીડદી થઇ, જય જયકાર સંભળાય;
કલ્પ સુત્ર આગળ ચાલે, પાછળ ઓછવ થાય;
છત્રીસ વાજાં વાગતાં, સરણાયોપુરે સાદ,
મ્રદંગ વાગે જોરથી, થાયે કાંસી ભુંગળના નાદરે. આજે.
તેની પાછળ ચાલે શેઠાણીયો, મંગળ ગીતાં ગાય;
સ્વપનાં શીશ ચડાવીયાં જેને હૈયે હરખન માયરે. આજે.
મેના સુખપાલ નોબત ઘોડાં, બેંડ વાજાંની સાથ;
ચોથને દીને ફુલેકાનો, વરણ્યો ન જાએ ઠાઠરે. આજે.
પાંચે ઇંદ્રીયો વશ કરીને ખટરસ સાથે ખેદ;
અષ્ટ આવર્ણનો ત્યાગ કરીને ભાંગ્યો પ્રભુનો ભેદરે. આજે.
હીર વિજય મુની મહારાજના ગુણ ન ગણી શકાય;
ભુલ ચુકની માફી દેજો, સર્વે સભાસદ રાયરે. આજે.

નજર કરીને પેખો મુનીવર, લાગુ ચરણુમાં પાય;
દોષ મારાની માફી કરજો, ગુણુ નારણુભર ગાયરે. આજે.

## મુનીએ વિહાર કર્યા ત્યારનું.

દીલગીરી દીલ સૌને ભરી, વિહાર કરે મુનીરાજજી;
તીર્થ ગુરૂજી સંભાળજો, કહે સેવક સૌ આજજી—
મુનીવર વહેલા પધારજો. ૧
ગુણુ તમારા નાન વિસરે, છો તમે ગુણુના ભંડારજી;
ઉપદેશ રૂડો આપતા, જાણી શાસ્રનો સારજી. મુ૦ ૨
નરસંડામાંહે પધારીને કીધી શોભા અપારજી;
ઘડીએક અમને નહિ વિસરે, જ્ઞાન વચન રસાળજી. મુ૦ ૩
અપાસરે નીત આવતા, જોવા ગુરૂ મુખ માટજી;
નગર આવી નમતુ બધુ, સુની પડી ત્યાં પાટજી. મુ૦ ૪
ગમશે નહિ અમને જરા, દેખ્યા વિણુ દેદારજી;
ઉપદેશ રૂડો કોણુ આપશે, ઉતરવા ભવ પારજી. મુ૦ ૫
ઘેર જરા ગમતું નહિ, આપ વિના લગારજી;
અપાસરે આવી નીત બેસતા, ભજતા તારણુહારજી. મુ૦ ૬
નામ પ્રભાતે સમરતાં, કોટી દુઃખ દુર જાયજી;
ગુણીયલ ગુરૂ એવા કયાં મલે, ગુણુ ગણી ન શકાયજી. મુ૦ ૭
દર્શન કરતાં મુનીવર તણાં, પાપ અનંત કપાયજી;
જ્ઞાન વૈરાગ્ય થકી વધુ, સત્યમાર્ગેથી થાયજી. મુ૦ ૮
વાખ્યા સમુદ્ર સરખી કરે, જ્ઞાને કરીને અપારજી;
જે જન આવે વંદવા, પામે સંશયનો પારજી. મુ૦ ૯

અનુભવે આતમ ઓળખી, અખંડ જોત જેગાઇજી;
ભેખ લીધો આ ભવ મહી, જ્ઞાન ગંગમાં ન્હાઇજી. મુ૦ ૧૦
જીનસાસનનું નોતુ જાણતું, શ્રાવક વિના બીજુ જોરજી;
નરસંડા માંહે પ્રગટ કર્યો, ઝાઝો જૈનનો તોરજી. મુ૦ ૧૧
ઘોર કુકર્મી મટી ગયા, હિરવિજય પ્રતાપજી;
સુક્રીતમાં સર્વે ભળ્યા, મુકી લોભને પાપજી. મુ૦ ૧૨
નારણગર વંદન કરી, આધીન થાય કહે આજજી;
દર્શન ફરીથી આપજો, મહેર કરી મુનીરાજજી. મુ૦ ૧૩

## રાહ, મુજ ઉપર ગુજરી પીતા પાદશાહ જાણી.

મુની હીર વિજય મહારાજ, અતિ સુખકારી;
કરી નરસંગડાની માંહે શોભા બહુ સારી.
સૌ શ્રાવક ઉઠાવે હુકમ ગુરૂનો પ્રીતે,
ચાલે છે સેવક સહુ ધર્મની રીતે. મુની હિરવિજય મહારાજ.
મુની વાખ્યા કરે છે નીત બેશી વિવેકે;
ત્યાં મુનીવર ઉરમાં, વિચાર ઉપજ્યો એક;
તે વિચાર મુનીયે, સભા માંહી દર્શાવ્યો,
તે સર્વે વીવેકી સભાના દીલમાં ભાવ્યો. મુની.
ગુરૂ વદયા મુખે વચન, સુણો સહુ ચીતે,
કરો અઠાઇ ઓછવ, આણી ઉરમાં પ્રીતે;
તે વાત સભાના સર્વે જનોએ વખાણી,
સ્વીકારી મુનીવર તણી, વીગતે કહાણી. મુની.

અઠાઇ અને મંડપ રચનામાં, સીધા,
મંડપ રચનામાં દસ દરવાજા કીધા;
સૌ દરવાજે સુંદીર કમાનો કીધી,
વળી મુખ્ય દરવાજે નોબત મુકી દીધી. મુની-
ઉપર ઝઝમને માંકી ચંદરવા શોભે,
બની કાચ તણી કમાનો:જોવા મન લોભે;
હાંડી ઝુમરને તખતા શોભે બહુ સારા,
વળી ચંદરવાના છોડ ખીલ્યા જેમ તારા. મુની-
રત્ન જડીત સીંહાસન ચાંદીનું લાવ્યા,
તે ઉપર ત્રીભુવન નાથ, પ્રભુ પધરાવ્યા,:
બાંધ્યા કાચ તણી કમાને મોતીના તોરા;
માંહી જળ હળતી છે જોત, બાંધ્યા છે ગોળા. મુની-
મંડપ રચના છે ઇંદ્ર સભાથી સારી,
બિરાજે પાટ પર મુનીવર આનંદકારી;
ત્યાં વીધી સહીત પધરાવ્યા પ્રભુ મુનીરાજે,
આવે ઇંદ્ર મલી સૌ દેવ પુજનને કાજે. મુની.
ઇંદ્રાણીયો ભરી થાળ પુંજાપો લાવી,
પ્રભુ કંઠે ધરાવા હાર અપચ્છરા આવી;
રૂસ્નાઇ છે જોવાને જોગ નગર સૌ આવે,
ઓછવ ત્યાં હરદમ પ્રભુ ચરણુમાં થાવે. મુની-
મૃદંગ કાંસીને ભુંગળ નગારાં વાજે,
લેંધાપુરેછે સાદ નોબતો ગાજે;

વળી જ્ઞાંન પાંચમે જ્ઞાન પુજા પણ કીધી,
મુનીવર બેશીને પાસ ભણે સૌ વીધી. મુની.
કર્યું આઠમને દીને ફુલેકુ ભારી;
આવી છે ટોળી ત્રણ જુવે નરનારી;
જેનો ભાવ પુરણ જૈન ઉપર જોઇ દીલ રાચે,
વાજીંત્ર નરઘાંની સાથ. ભવીજન નાચે મુની.
ચારઠ મેનાં સુખપાલ. નોબતો વાજે;
પ્રભુ શાંન્તિ નાથ મહારાજ રથે બીરાજે,
છત્ર અબદાગરી સાથ છડી પોકારે.
જેમ ચઢી દેવતાઇ ફોજ ખરે આવારે મુની.
સાથે ધુપ ચમર ઢોળાય પ્રભુજી પાસે;
કરે ઓછવ પ્રભુનો ત્યાં ધરી ઉલ્લાસે,
રથ પાછળ ચાલે સૌનાર ગીતતે ગાએ;
વળી પાછળ ચાલે સૌ શેઠ હરખ નવ માયે. મુની.
જળજાત્ર પ્રભુજી કરી પાછા પરવરીયા;
મુની હિર વિજય પ્રતાપ પાપપર હરીયાં,
કહે નારણગર મુનીરાજ, અરજ ઉર ધરજો;
મુજ ભુલ ચુકની માફ તમે તો કરજો મુની.



## જાહેર ખબર.

સદરહું બુક, તથા તે સિવાય નીચે લખેલી અક્સીર રામબાણ દવાઓ અમારા તરફથી પ્રગટ થઇ છે. તે જે તેણે નીચેના શિરનામે લખી મંગાવી લેવી.

| | | |
|---|---|---|
| જુલાબની ગોળીઓ. | ૦ ૧ ૦ | ટપાલ જુ |
| કમળો અથવા કમળીની દવા ડબ્બી એક. | ૦-૪-૦ | |
| દાદરની દવાની ગોળી, ચાને પથરી | ૦-૪-૦ | |

(૧) જુલાબ એકજ વખત લેવાથી પેટમાંનો તમામ કચરો ઘણી સહેલાઇથી કાઢી નાંખે છે પેટમાં આકડી ન આવતાં ઝાડાનો કફ, અને પિત્ત વગેરે તોડી નાંખે છે.

(૨) કમળો કે કમળી ગમે તેટલી મુદતની હશે પણ માત્ર ત્રણ ચાર દિવસ દવાનો ઉપયોગ કરવાથી આરામ થશે.

(૩) દાદર ગમે તેવી કાળી, રાતી કે ગમે તેવી ગમે તેટલી મુદતથી હઠ લેઇ જતી નહીં હોય તો આ દવાને મેળાપ થતાંજ તુરત નાશ પામશે. વધુ ખુલાસો દવા સાથે મળશે.

દવાઓ ખાસ મહાત્માના અનુભવ વાળી રામબાણ છે.


મળવાનું ઠેકાણું

કર્તા.
ગોસાંઇ નારણગરજી સીંમગરજી.
ઠે. મોજે નસંડા-તાલુકે-નડીઆદના
અને
મહન્ત. બાગભારથી ઉર્ફે અમૃતભારથી સુરજભારથી
ઠે. અમદાવાદમાં દુધાધારીનીવાડીમાં, ની પાસેથી મળશે.